એક રમુજી

નવલ કથા.



# ખટપટીયો બ્રાહ્મણ



પ્રયોજક. અને પ્રકાશક

: અંબાલાલ છગનલાલ બ્હેરા.

---

કીંમત ફક્ત ૧ આનો.

પ્રકાશક,
ગોર અંબાલાલ છગનલાલ મ્હેરા.
શીકા ( સ્ટેટ, ઈડર-મહીકાંઠા ).
અમદાવાદ



અમદાવાદ-શાહપુર નવી પોળમાં આવેલા
શ્રી પ્રજાહિતાર્થ મુદ્રાલય પ્રેસમાં પટેલ.
ડાહ્યાભાઇ દલપતરામે છાપી.

આવૃત્તી ૧ લી. પ્રત ૫૨૫.
સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

# હરભટ્ટનું પરાક્રમ.

હરામચરકુ નામે એક ગામ હતું. ત્યાં હરભટ્ટ કરીને એક બ્રાહ્મણ રહેતો હતો. હરભટ્ટ શાસ્ત્ર સબંધી માહીતી ધરાવતો હતો એટલે તે ગામનો ગોર હતો. આ કારણથી આજુ બાજુના ગામોમાં જ્યારે કાંઈ કોઇને ધર્મ સબંધી ક્રીયાની જરૂર પડતી ત્યારે તે ગામવાળાઓ હરભટ્ટને બોલાવતા. અને કોઇ ગામમાં વાંધો પડતો ત્યારે તે ચુકાદો હરભટ્ટજ આપતો આ કારણથી તેની શાખ વધી હતી અને ગોરનુ નામ ધારણ કર્યું હતું. હવે એવુ બન્યું કે એજ ગામમાં રહેનારા એક માણભટ્ટ નામના બ્રાહ્મણે પોતાની રાંડેલી સાળી હરખી જોડે અણઘટતો વ્યવહાર કર્યો. આથી હરખીને હમેલ રહ્યા અને તે ફજેતો

દાબી દેવા તેણીએ ઘણા પ્રયત્નો કર્યા. તોપણ કાંઇ ઉપાય લાગ્યો નહી છેવટે હરખીને એક છોકરો જન્મ્યો. આ કારણથી ગામ લોકોએ ગુસ્સે થઇ હરખીને નાતબહાર મુકવી એમ ઠ-રાવ કર્યો. તો બીજાઓને એ વાત પસંદ પડી નહી—અને માણુ ભટ્ટને નાત બહાર મુકવો જો-ઇએ. એમ ઘણો વિવાદ થયો પણ કોઇ નિર્ણય થઇ શકયો નહિ. છેવટે હરામચસ્કેથી પેલા હરભટ્ટ મહરાજને બોલાવ્યો. અને આ કામ સબંધી ચુકાદાની હકીકત પુછી ત્યારે હરભટ્ટે લોકોને સમજાવી એમ કહ્યું જે ભાઇઓ, એતો ઇશ્વરના ઘરનો ખેલ છે. અને એમાં હરખી-તથા માણુભટ્ટ કોઇએ દોશીત ઠરતાં નથી. દુ-નિયામાં ઘણા બનાવો એમ બન્યા જાય છે. માટે કોઇને ન્યાત બહાર મુકવુ એ વ્યાજબી નથી. આ ચુકાદાથી ગામ લોકોએ ખુશી થઇ હરભટ્ટને એક ખેતર બક્ષીસમાં અપાવ્યું. અને તેને ગામનો આગેવાન ઠરાવ્યો.



# માણભટ્ટ અને હરખી.

---

દીલદાર યાર છેલ્લાસે નયના
લગાય મેરી જાન?

---

વખત આગળ ચાલ્યો એ પછી થોડા દીવસમાંનો હરભટ્ટનો એકનો એક દીકરો સુરજરામ પોતાની ૨૦ વરસની ભર જુવાન ઉમ્મરમાં મરી ગયો આથી બાપડા હરભટ્ટના દુઃખનો પાર રહ્યો નહિ કારણ છોકરો ૧૫ વરસની વિધવા મૂકી મરી ગયો હતો. આ ઘણુંજ કઢંગુ મરણ થયુ હતુ કારણ ઘરડા કહી ગયા છે કે, " બોબીસેજ જોગ તો મીયાં ઘોર જોગ " એવો બનાવ બન્યો હતો. આથી બીચારો હરભટ્ટ પશ્ચાતાપ કરતો પોતે વખત કહાડતો હતો. ઘડીમાં વહુ સબંધી બળાપો કરતો—તો ઘડીમાં પોતાનો પાછલો ભવ કેવી રીતે જશે એ સબંધી વિચાર કરતો. હરભટ્ટની સ્ત્રી મરી ગઇ હતી એટલે-વહુ રોટલો કરી આપતી તે ખાઇને ગામની પંચાતોમાં ચાલ્યો જતો, વળી એ ચાર માસ પોતાની આજુ બાજુની સગી વિધવાઓને પણ બોલાવતો એનાં આચરણ સબંધી ઘરમાં પ્રખ્યાતી થઇ

જવાથી વહુ સિવાય તેને ઘેર કોઇ રહેતુ ન-
હોતું એટલે હરભદ્ર અને વહુ બંન્ને એકલાં
રહેતાં વહુનુ નામ નંદકુવર હતું.

એક વખત એવુ બન્યુ કે, વહુ સસરો
સંજે ખાઇ રહ્યા પછી કંઇ બીજાના આગલા
પાછલા ભવ સબંધી બળાપા કરતાં. બન્ને
એકલાં હતાં એટલે એ વખત માઠા સંજોગ
બની ગયો. વળી તેઓએ આ કામથી છુટાં
રહેવું એમ પ્રતિજ્ઞા લીધી તો પાછાં બીજે વ-
ખત તેમનાં મન થોભતાં નહિ એમ એક બી-
જાની શરમ તુટી ગયા પછી થોડા દહાડા
એમજ ચાલ્યું. વહુ સસરાને શિખામણ આ-
પતી તો સસરો વહુને ડહાપણની વાત સમ-
જાવતો તોવળી પોતાની બુરી હવસને છોડતાં
નહિ એ પછી બે ત્રણ દીવસમાંતો હરભદ્રને
જોડેના ગામના વિષ્ણુ પંડયા નામના બ્રાહ્મણ-
ના ઘરનુ તેડુ આવ્યું. તેથી હરભદ્ર તે ગામ

ચાલ્યો ગયો. વિષ્ણુ પંડયાએ પોતાના છોક-
ને ભણાવવા અને શાસ્ત્ર સબંધી માહીતી આ-
પવા હરભટ્ટને બોલાવ્યો હતો. પાંચ છ માસ
હરભટ્ટ ત્યાં રહ્યો અને છોકરો ભણી રહ્યા પ-
છી વિષ્ણુ પંડયાએ હરભટ્ટને સારી બક્ષીસ
આપી તેના ગામ વિદાય કર્યો, આ તરફ તે-
ની વહુ નંદકુવર ગર્ભવતી થઇ. અને થતી
ફજેતી ઢાંકી દેવાને તેણીએ ઘણાજ પ્રયત્નો
કામે લગાડયા. ધુપ દોરા કરાવ્યા. એક બે
વાઘરણોને બોલાવીને કામ લીધાં. હજામડી-
ઓને પૈસા આપી દવા ખાધી. તોપણ કંઇ
ઉપાયો લાગ્યા નહી. હરભટ્ટ પોતાને ઘેર આ-
વ્યો. અને રાતના જમી પરવારી ગામની ભેગી
થયેલી પંચાતોના ચુકાદા આપવા બહાર ચા
લ્યો ગયો. એ પછી મોડી રાત્રે ઘેર આવ્યો
તોપણ તેનુ મન થોભ્યુ નહિ. ઘણા દી-
વસના વિયોગથી પાછુ વહુને મળવા તેનુ મન

ઉથલ પાથલ થઇ ગયું. ધીમે રહીને નંદકુંવરના બીછાના આગળ ગયો. એ ઉપરથી વહુ સમજી ગઇ અને સસરાને કહેવા લાગી. "હે નષ્ટ સસરા તેં આ શું કર્યું ?" "જો જો હુ તને એક છાની વાત કહું" એ પછી હરભદ્ર પૂછવા લાગ્યો, અલીનંદી ! એમ કેમ ? વળી શું થઇ ગયું. ?

નંદકુંવર કહેવા લાગી હે મૂર્ખ સસરા તેં તો ઘણુજ ખરાબ કર્યું છે. હવે ફજેતીનો વખત આવી લાગ્યો છે. મેં તને ઘણીવાર વાર્યો. અને ના કહ્યા છતાં તેં આ કામ કર્યું માટે હવેતો પેટ વધી જાય છે. મે ઘણા ઉપાયો કામે લગાડ્યા તોપણ બધું ફોગટ ગયું છે. જો કાંઇપણ છોકરૂ થશે અને લોકો પૂછપરછ કરશે તો હુ ખુલ્લે ખુલ્લું તારૂં નામ લઇશ. એ પછી હરભદ્રે કહ્યું કેઃ—અલી નંદી ? જો "નામ લઇશ મારૂં, તો નાક વઢાશે ત્હારૂં"

પછી લોકો તારાજ ઉપર વચન કરશે કે રાંડ સસરા સાથે આ શું કર્યું. રાંડ લુચી ખરાબ નીકળી એમાં મારેશું નંદી, એમાં તારૂ નાક જશે. અને લોક ફીટકાર તને કરશે.

માટે એક યુક્તિ એવી છે કે મારૂ નામ ન લેતાં ગામના પટેલનુજ નામ લેજે એટલે તે ગામનો આગેવાન છે. માટે શરમના લીધે હાંક પીછેડો કરી દેશે. નંદકુંવરના જણવાનો વખત પુરો થઇ ગયો. એટલે પેટનો ચડાવ જોઇ. કેટલીક સ્ત્રિઓએ તેને પુછયું. અલી નંદી આશું થયું ? ત્યારે નંદકુવરે ગામના પ. ટલનુ નામ લીધું. આ વાત પટેલના કાને ગઇ તેથી પટલે ગામના લોકોને ભેગા કર્યા હરભદ્ર. ની વહુ નંદકુવરે પણ પોતાની એક બે બેનપ. ણીઓને પટેલ વિરૂદ્ધ સાક્ષી આપવા તૈયાર રા. ખી હતી તેમાં પટેલના સાક્ષીમાંતો એક બે જણુજ હતા, પહેલાં હરભદ્રની સાક્ષી લેવાઇ ત્યારે હ.ભદ્રે જણાવ્યું જે, હું તો તે દીવસથી

બહાર ગામડે ફરતો હતો પણ લુચ્ચા પટેલે મારા ઘરમાં આવી આ કામ કીધુ છે.

એ પછી નંદકુવરે કહ્યું કે, મારો સસરો જોડેના ગામના વિષ્ણુરામ બ્રાહ્મણને ત્યાં ગયા હતા. એ વખત લાગ જોઇ પટેલ મારે ઘેર આવતો અને મારા ના કહ્યા છતાં મને જુલમથી આ કામ લેતો તોપણ શરમને લીધે હુ બોલી શકી નહી.

એ પછી નંદકુવરની બેનપણીઓએ પણ નંદકુવરને મળતીજ જુબાની આપી તેમાં નંદકુવરની એક સગીએતો એવુ કહ્યું જે પટેલ વાત કરતાં મેં નજરો નજર જોયો છે. એક ત્રીજી સ્ત્રીએ કહ્યું કે, પટેલ એક દહાડો તેનો ઘરમાં જઇ જુલમ કરતો હતો. કારણ એ સ્ત્રીના ધણીને એક દીવસ પટેલે સરકારી કામે વેઠ કરાવી હતી એટલે આ સ્ત્રિએ પટેલ । વિરૂદ્ધ સાક્ષી પુરી હતી. વળી બીજા બે ચાર મા-

ણુસો કે જેમને પટેલે દંડ કર્યો હતો. તેમણે પણ પટેલના વિરૂદ્ધ સાક્ષીઓ આપી હતી. કારણ પટેલ ગામનો આગેવાન તેમ પોલીસ પટેલ હતો એટલે ઘણા લોકોને તે મારતો દંડ કરતો અથવા વેઠમાં તગડતો આવા બનાવનો લાગ જોઈ ઘણા લોકોએ એના વિરૂદ્ધ સાક્ષી પુરી હતી.

ફક્ત પટેલની તરફથી પોતાની સાક્ષીમાં એક બે માણસો હતા એટલે તેમની જુબાની બરાબર ગણાઇ નહી. પંચે વધુમતે કામ લઇ પટેલને લુચ્ચો ઠરાવ્યો અને તેને પટેલ પણામાંથી બાતલ કરી. હરભટ્ટને ગામનો આગેવાન ઠરાવ્યો. એ પછી હરભટ્ટને કેટલાંક વર્ષાસન બાંધી આપ્યાં.

એ પછી દરરોજ સ્હવારના પહોરમાં એક તુરી હાથમાં સારંગી લઇ નીચેનુ પદ હરભટ્ટ ના ઘર આગળ આવીને ગાઈ જતો.

હુરભટ્ટના
ન્યાયની



ત્રાજુડી.



હુરભટ્ટ.

# સારંગીમાં ગવાતુ પદ.

---

હરભદ્દ કાકા ગામના બાપારે,
હરામ ચસ્કીના બાપાજી;
રીરારી ઇઇઇ ઇ— ૧

જોજો કાકા ભુલતાનાજી
તમેછો તૂરીનાં બાપને માજી
તમે હતા ગોરખપૂરના કારભારી
ત્યારે આપીતી એક બંડી સારી
સારી——સારી——સારી. ૨

ઇઇઇ—— ઇઇઇ—— હીહીહી
નંદકુંવરબા બ્હારતો આવો
આ તૂરીને કાંઇ આપી જાઓ
બા બા બાજી !
ઇઇઇ ઇઇઇ ઇઇઇ ૩

**સમાપ્ત**

